૪૯૮૭

# श्रीनित्यानियमसाटिक

છપાવી પ્રસિદ્ધ કરનાર
ગામ ટીટોડાના
**જોસી ગોવરધન દેવરામ.**

મુંબઈ:-
પારસી પ્રીંટીંગ પ્રેસમાં છપાવ્યું.



સવંત ૧૯૪૬—શને ૧૮૮૯

**કીંમત ૦।।= આના.**

# સુચના પત્ર.

——:o:——

આ નીત્ય નીયમનો ગ્રંથ અમે ચાર જાતીના સુ-
થારોને માટે ઘણી મેહેનત કરી ઘણા જુના ગ્રંથ શોધી
ને ઘણાક સુથારોના મતથી છપાવી પ્રસિદ્ધ કર્યોછે. તે
પ્રસિદ્ધ કરવાનું કારણ નીચે મુજબ.

હાલ કળજુગમાં થોડી બુદ્ધીને આલ્પા યુષ્યનાં મનુ
ષ્ય થયાંછે. તેથી કરીને પોતાના કુળ ધર્મ ઉપરથી આ
સ્તા ઉઠી ગઇ છે તેથી પોતાના કુળ ધર્મનાં આચરણ
કોઈ કરતા નથી ને પોતાના લોભમાં ગુચાએલા થઇને
તે કીયા ત્યાગ કરી બેઠાછે તેથી કરી થોડે થોડે વિશ્વ-
કર્માનો ધર્મ લોપ થઇ ગઓછે જેમને જનોઈ દેવાનો
અધીકાર છે તેમને પણ પોતાની સંધ્યા ગાયત્રી નીવાણ
મંત્ર આવડતાં નથી કેમકે તે બાબત ઉપદેશ કરનાર
કોઇ નથી ને ઉપદેશ કરનાર હોયતો તેને આશરો આ-
પી ધર્મની વરધી કરવામાં લક્ષ રાખતા નથી એવા
આસ્તા રહીત થઇ ગએલા જોવામાં આવેછે. માટે સં
સારમાં પ્રથમ ધર્મ કીયો કે પોતાની જાતી ધર્મનાં ખટ
કર્મ, તે પછી બીજુ સરવે કરવું એવું વિશ્વકર્માનું વિ-
શ્વકર્મા પુરાણના અગીઆરમા અધાયના ૧૨૯ ને ૧૩૦
મા શ્લોકમાં વચન છે

श्लोक ॥ ममवंशसमुत्पन्नागायत्रिमंत्रवर्जिता ॥
मंत्रनत्वार्णवंनेवसंध्यावंदनवर्जिता ॥ १ ॥
तेमेवंशसमुत्पन्नाकुलांगारोभवेत्ध्रुवं ॥
जारगर्भाभवेत्शिल्पिसंस्कारोवार्जितायदा ॥ २ ॥

અર્થ ॥ વિશ્વકર્મા—મારા વંશમાં ઉત્પન્ન થઇને ગાયત્રી સંધ્યાને નીવાર્ણ મંત્ર જેને નથી આવડતાં ને કરતો પણ નથી ॥ તે પુરૂષ મારા વંશમાં કેવળ અંગારા. સમાન ઉત્પન થયેલો અથવા વરણશંકર સમાન હું માનું છું એવું મારૂં વચન છે એ મારૂં વચન જે પુરૂષ ઉલંઘન કરેછે તેને ધન પુત્ર પોત્રાદીક આદી અને ક તરેનાં કષ્ટ આપુંછું.

આવી રીતે વિશ્વકર્માનું વચન છે માટે એ વિશ્વ-કર્મા ચારે જાતીના સુથારોના પીતામહછે. ને તેમને પોતાના વડીલ માનવાજ જોઇએ ને તેમનાં કહેલાં વચન અવસ્ય પાળવાં. જે પુરૂષ પોતાના બાપનું વચન નથી પાળતો તે પુત્ર નરકનો અધીકારી છે એમ શાસ્ત્રમાં પણ કહેછે માટે એ વચન પરમાંણે સરવેને વરતવું જોઇએ ॥

જુઓને વિશ્વકર્માએ બ્રાહ્મણના કુળમાં અવતાર લીધો હતો ને સરવે બ્રહ્મકર્મને વરતા હતા તેમના વંશમાં હાલ જોવા જઇએ તો કેવળ સુદ્રના સમાન. કર્મને વરતવાળા થઇ ગયાછે એવું સ્પષ્ટ દેખાય છે, માટે

આવી જે કુચાલ, પોતાની જ્ઞાતીમાંથી નીકળી જાય ને સરવે સારાં આચરણું વરતે તેટલા માટે કરીને સદગ્રહસ્ત સુથારોએ મદદ કરી આ ગ્રંથ છપાવ્યો છે, ધનછે તેમનાં માત પીતાને કે પોતા ઈષ્ટદેવ ઉપર આસ્તા ને જ્ઞાતી સદમાર્ગ વરતે એવી ઉમેદવારી ધરાવેછે એવા પુત્રો વિશ્વકર્માએજ આ કળજુગમાં પ્રગટ કર્યા હશે માટે ચાર જ્ઞાતીના સુતારોને એ સદગ્રહસ્ત સુથારોની તથા અમારી નમ્રતા પુર્વક વીનતી છે કે આ ગ્રંથ સરવેની જ્ઞાતીમાં પ્રસિદ્ધ કરવો જોઇએ ને એક બીજાને ઉપદેશ કરી પુસ્તક લેવરાવી ન ભણેલ હોય તેને ભણાવવો એમ કરતાં સરવે જ્ઞાતીમાં ઘણો સુધારો થઇ જશે. આ પુસ્તક બીજી કોઇ જાતીને આપવું નહીં ને ભણાવવું પણ નહી પોતે તેની દરરોજ પુજા કરવી ને પાઠ કરવો અમે જો બીજા કોઈને આપીએ તો અમારા ધર્મથી બહીરમુખ હોઇએ ફકત ચાર જાતના સુથારને માટેજ છે. આથી વીશેષ જો જ્ઞાન મેળવવું હોય તેને વિશ્વકર્માની કથા સાંભળવી તો તમામ ધર્મ જણાઇ આવશે. એ કથા અમારી પાસે સંસ્કૃત છે જેને સાંભળવાની મરજી હોય તો અમને બોલાવશે તો ત્યાંહાં જઇ વાંચી સંભળાવીશું. ઇતી.

જોશી ગોવરધન દેવરામ ગામ ટીંટોડા
પ્રગણે કલોલ. જીલે. કડી.

# જાહેર ખબર.



## ગ્રંથ મળવાનાં ઠેકાણું

### મુ.—મુંબાઇ

મનજગામમાં સુતાર જીવણ મોરારને ઘેરથી મળસે વચલા ભોઇવાડામાં સોની બોધાભાઇ નાનાભાઇના માળામાં કરતાની પાસેથી મળસે

જીલે એમદાવાદ પ્રગણે કલોલ ગામ ટીટોડામાં અમારે ઘેરથી મળસે ઇલાકે મહીકાંઠા ગામ પેથાપુરમાં અમારે ઘેરથી મળસે.

આ ગ્રંથ જેને બહારગામ મંગાવવો હશે તેની પાસેથી ટપાલ ખરચ ०)— લેવામાં આવશે નાણું પ્રથમ મોકલશે તેને મોકલવામાં આવશે.

આ સીવાય જેવી ગ્રંથમાં બે છબીઓ છે તેવી ચીતરેલી છબીઓ કાઢવાની છે માટે જેને લેવી હોય તેને પોતાનું નામ અમારી ઉપર મોકલવું કીમત જોટા ના રૂ.—૧ થશે નવ ઇંચ પોહલી બાર ઇંચ લાંબી થશે.

॥ श्रीगणेशायेनमोनमः ॥

॥ श्रीविश्वकर्मायनमोनमः ॥

॥ अथश्री वीश्वकर्मानीत्रिकाल संध्यालिख्यते ॥

॥ श्रीसंध्याप्रारंभ ॥

પ્રથમ સુધ્ય જલવડે કરીને સ્નાન કરવું સ્નાન કરતી વખતે ગંગાદીનદીઓનું ધ્યાન કરવું ને મુખે સ્મર્ણકરવું પછી ધોત વસ્ત્ર પેહેરી પોતાના ઘરને વીશે નીત્ય નીયમની જગ્યા ઉપર જઈ પાટલો નાંખી ઉપર દરભનું આશાન નાંખીતે ઉપર ઉનનું આશાન નાખી પવીત્ર પણાથી ઉગમણું મુખ રાખી બેસવું. ને પછી નીત્ય નીયમ કરવું. આચમની પવાલુને તરભાણું લેઇને બેસવું.॥

॥ प्रथम ॥ संध्याकरवी ॥

प्रथम ॥ आचमनकरवुं ॥ केशवायनमाः ॥ अत्मतत्वायस्वाहा ॥१॥ गोविंदायनमः ॥ शिवतत्वायस्वाहा ॥२ नारायणायनमः ॥ विद्या तत्वाय स्वाहा ॥ ३ ॥

એ પ્રમાણે ત્રણ મંત્ર વડે કરીને આચમનીથી જલ લેઇ પોતાના જમણા હાથની હથેલીમાં મુકી ત્રણવારપીવું પછી હાથે ધોઇ નાંખવો.॥ પછી॥

॥ शिखाबंधनं ॥

શીખાની ગાંઠ વાળવી ॥ પછી ભસ્મ ધારણ કરવી ॥

॥ अथ भस्म धारणं ॥ औषाधिति विश्वकर्माऋषी अनुष्टूपूछंदः ॥ भस्म

धाणोतिविनियोः ॥ भस्मनो मंत्र ॥
औषधिवृक्षमुप्तन्नं तस्ययज्ञसमुद्भवं ॥
विभुतिधार इश्यामि दिक्षाविश्वस्य
कारितां ॥ इतिमंत्रेण भस्म धारणं ॥

॥अथप्राशनं॥यथाग्निदहतेभस्म
त्रणाकाष्टादिसंग्रहं ॥ तथादहंतुमे
पापं कुरुभस्मशुचीशुची ॥ इतिमंत्रे
ण प्राश्यः ॥

એ મંત્ર વડે કરીને પ્રાસન કરવું ॥

॥ अथआचमनं पुर्ववत् ॥

બીજી વાર આચમન કરવું પેહેલા
ની પેઠે ॥

॥ अथ प्राणायम ॥ दशगायत्रि
जपेत् ॥

નાશીકા થકી પ્રાણાયમ કરવું ને દશ ગાયત્રી જપવી.

॥ पुरक ॥ कुंभक ॥ रेचक

એ ત્રણ નાડીઓથી સ્વાસા ચડાવવી પ્રાણયમ કરતી વખત ॥ પછી ॥

विष्णु २ वाक्र २ प्राण २ चक्षु २ षोत्रं २ नाभिहृदय कंठ मुख शिर शिखा बाहुभ्यां यशोबलं॥ अपवित्र पवित्रेति विष्णु ऋषी अनुष्टुपूछदः ॥ पवित्रकरणे विनियोगः ॥ मंत्र ॥ अपवित्र अपवित्रोवा सर्वस्थांगगतोपिवा ॥ यस्मरेत् पुंन्डरिकाक्षं सबाह्याभ्यंतरशुची ॥ इति मंत्रेण पवित्रकरणं ॥

એ મંત્રથી જલ પોતાને અંગે છાંટવું.

॥अथ संकल्प॥ अद्यश्रीपुर्वोच रितं मास पक्ष तीथ्यादिसंकीर्त्य ॥ ममउपपातक क्षयार्थे प्राप्तः संध्यो प्राशान महांकरिश्ये ॥

એપ્રમાણે સંકલ્પ કરવો જલમુકવું॥

आधार शक्तिभ्योनमः ॥ आस नं ॥ अथकरंन्यासः ॥ मंत्र ॥ अगु ष्टाग्रेतुगोविंदं तर्जनीयाचमहिधरंमा ध्यमायांऋषीकेशं अनामिकांत्रिवि क्रम ॥ कनिष्टकाया न्यसेत्वीष्णु करमध्येतुमाधवं करपृष्टेहरेर्विद्या त् मणिबंधतथाश्चुतं ॥अथमार्जनं ॥

गंगेचयमुनांचैव गोदावरिचसरस्वति ॥ नर्मदे सिंधुकावेरीजलेस्मिन् सान्निधिकुरु ॥ इतिमंत्रेण मार्जनं॥

આમંત્ર ભણીને પોતાના શરીરને માર્જન કરવું

॥अथहृदयादिन्यासः॥ त्रिगुणात्माहृदयायनमः ॥ जगत्सृष्टेशिरशेस्वाहा ॥ कृतिपतये शिखायैवषट॥ धिमहिकवचाययहु ॥ तंनोविश्वनेत्रत्रयायवैषट् ॥ प्रचोदयात्अस्त्रायफट् ॥ इतिहृदयादिन्यासः ॥ अथ ध्यानं ॥ यदुद्भवासत्व रजस्तमोगुण अविड्यतेनाप्रथगात्मनोभवान् ॥ य

इछयाविश्वभवाभवंतं ॥ त्वंनमामि विश्वकर्मानमस्ते ॥ १ ॥ कंबासुत्रां बुपात्रेवहतिकरतले पुस्तकं ज्ञान सुत्रं ॥ हंसारुढं त्रिनेत्रं शुभमुकुट शिरो सर्वतोवृद्धकाया ॥ त्रैलोक्यंए नश्रेष्टं सकल सुरगृहंराजहरम्यां दिहरम्यांम्॥ देवोसौसुत्र धारजगत् खिलहितो पातुएविश्वकर्मा ॥ २ ॥ इति मंत्रेणध्यानं॥

ऐ ए मंत्र वडेकरीने विश्वकरमानुं ध्यानधरवुं॥

॥अथआवाहनंकत्वा॥विश्वकर्मा ऋषी ॥ शांखायनगोत्र ॥ त्रिप्रवरां

च चतुर्वक्त्रां चतुर्भुजाहंसवाहनसं स्थितां ॥ सर्वपापक्षय कुर्वाणां अ भिष्टज्ञानः प्रदां ॥ ब्रह्मलोकनिवाशि नि प्रातः संध्यानाम्नि आवाहइष्ये आवाहयामि ॥ इति आवाहनम् ॥

अथन्यासः ॥ त्रीकारंपादगुष्टयो ॥ जकारंगुल्फयो ॥ ऋकारंजंघयो ॥ शिकारं जान्हवो ॥ विकारांउर्वो ॥ प्रंकारंगुदे ॥ चकारंलिंगे ॥ श्युका रंकट्यां ॥ हकारंनाभौ ॥ पंकारं उदरे ॥ त्रंकारंहस्तयो ॥ वृंकारं ह्रदये ॥ ज्ञकारंकंठे ॥ अकारंमु खे ॥ स्रकारं तालुदेशे ॥ वृंकारंना

शिकाग्रे ॥ श्रीकारंनेत्रयो ॥ क्रिकारं भ्रवोर्मध्ये ॥ विश्वकृतिल लाटे ॥ विकार पुर्व मुखे ॥ चकारं दक्षणमुखे ॥ त्रिकारं पश्चिममुखे ॥ विकारं उत्तरमुखे ॥ प्रचोदयात् सर्वव्यापकं ॥ नमोदेवायअस्त्रायफट् ॥ इतिन्यास ॥

॥अथगायत्रि मंत्रेण अंजलित्रयं दद्यात्॥मंत्र ॥ ॐत्रिगुणत्मायूविद्महे श्रृष्टिकर्तायधिमहितंन्नोविश्वप्रचोदयात् ॥ इतिमंत्रेण अर्घदानं ॥ एही सुर्यसहस्त्रांशो तेजो राशिजगम्पते अनुकंपय मांभक्त्या ग्रहाणार्घ दिवाक

रः ॥ एभिमंत्रेणअर्घत्रयंदत्वा ॥

ઉપરના મંત્રથી સુર્યનારાયણને ત્રણ અર્ઘ આપવા. અને કોઇ કોઈ નીચેના બીજાં મંત્રથી પણ અરઘ આપેછે.

॥ गायात्रिसत् अष्टोतेरजपेत्॥

એકસોને આઠ ૧૦૮ ગાયત્રી મંત્રનો જપ કરવો.

॥नवार्णइति प्रातःसंध्या समाप्त ॥

॥अथमध्यानसंध्या॥ पुर्ववत् क्रियाकरवी॥पुर्वाह्नेरक्त वस्त्रा रक्तासुद्धा रक्तसरवांग भुषणा ॥ रक्तनेत्रसुविख्यातो गायत्रिब्रह्मरुपिणी॥ अथ मध्यानसंध्याप्रारंभ॥ मध्यानेशुक्लांबराशुक्लवर्णा शुक्लवृषभवाहनसं

स्थितो ॥त्रिशुलास्त्रसमायुक्ता नागय
ज्ञोपसेविता ॥ अपरान्हे ॥ शांयसं
ध्याप्रारंभ ॥ कृष्णांबरा कृष्णावस्त्रा
शंखचक्राज्वधारिणि गरुडारूढयते
नित्यंसंध्याविष्णुरुपीणि ॥ इतिध्या
त्वामानसोपचारे संपुज्यंअष्टोतरश
तजपंकुर्यात् ॥ मालांपुजयेत ॥

જપકરી રહ્યા પછી માલાનુ પુજન
કરવું ॥ હસ્તવેડ કરીને નમસ્કાર કરવો ॥

॥गायत्रिमंत्रेणविभुतिविसर्जयेत् ॥

ગાયત્રિ મંત્ર વડે કરીને વીભુતીનું
વીસરજન કરવું.

॥ त्रिपुड्रंचधारयेत् ॥

ત્રિપુંડતીલ કરવું એટલે આડુ
તીલક કરવું.

॥ संध्याविसर्जयेत् ॥

પછી સંધ્યાનું વીસરજન કરવું.

संध्याकालेच मध्यान्ये प्रातसंध्या उपाशितां ॥ संपुर्णा कुरुमेदेवै ब्रह्माणिशिववैषणवी ॥ इतिश्रीत्रिकालसंध्यासमाप्त संपुर्ण ॥

अथगायत्रिमंत्र ॥ ऊँत्रिगुणात्मायविद्महे श्रष्टीकर्त्ताय् धिमाहितंन्नो श्विप्रचोदयात् ॥

॥ आथनवार्णमंत्र ॥

उँन्हांन्हींन्हुं त्रिगुणात्मायजगत्सृष्ट्वेनमः॥

આ મહા મંત્ર વીશ્વકરમાનો છે તે

ના અહરનીશ જપ કરવો તેથી વીશ્વ
કરમા સદાએ પ્રસન રહેછે.

॥ श्रीगणेशायेनमोनमः ॥

॥ श्रीविश्वकर्मायेनमोनमः ॥

अथश्रीमद्विश्वकर्मानुं
सटिक स्तोत्र ॥ देवस्तुति

अस्यश्रीविश्वकर्मास्तोत्रमंत्रस्य ब्रह्माऋषी कृतिपतिविश्वकर्मादेवता अनुष्टुपछंदः ॥ कृतिशक्ति ॥ श्रीविश्वकर्माप्रित्यर्थं विश्वकर्मास्तोत्र मंत्रस्यजपेविनियोगः ॥

॥ अथध्यानं ॥

कंबासुत्रांबुपात्रंवहतिकरतले

पुस्तकंज्ञानसुत्रं॥
हंसारुढंत्रिनेत्रंशुभमुंगटाशिरो
सर्वतोवृद्धकायाः ॥
त्रैलोक्यंएनश्रेष्टंसकलसुरग्रहं
राजहर्म्यादिहरम्यांम् ॥
देवोसौसुत्रधारजगताखिलहितो
पातुएविश्वकर्मा ॥ १ ॥
॥इतिं ध्यानं ॥

વીશ્વકર્મા પ્રભુનું રૂપ કેવું છે જેણે પોતાના વામ હાથને વીશે ગજ, ને સુત્ર ધારણ કરેલાં છે, અને જમણા હાથને વિશે જ્ઞાન પુસ્તક (શીલ્પી શાસ્ત્ર) જ્ઞાન સુત્ર (માલા) ધારણ કરેલાં છે. ને હંસનાઉપર જેનું વહાન છે, ત્રી નેત્ર છે અને સુંદીર મુગટ મુસ્તકને વિશે શોભિતા છે. એવા

સરવે ગુણ થકી વૃદ્ધ (મોટા જે) અને
ત્રણ લોકનાસરજનાર ને દેવનાં ધામ તથા
રાજાઓનાં ધામ કરનાર સમગ્ર જગ
તનું કલ્યાણ કરવાને તત્પર એવા જે વિ
શ્વકરમા પ્રભુ મારૂં રક્ષણ કરશો ॥ ૧ ॥
ઇતીધ્યાન ॥

॥ श्री शिवउवाच ॥
त्रिगुणात्माजगत्सृष्टा
सत्वं रजत्तमोमयः ॥
गुणाऽत्पुर्वसमुत्पन्नं
विश्वकर्माण्युदिरयेत् ॥१ ॥

અર્થ ॥ શંકર કહેછે હે ભગવાન તમો
રો ત્રણ ગુણ રૂપીછે આત્મા એવા છો
ને જગતના શ્રૃષ્ટા એટલે સરજનાર ને
સત્વ ગુણ, રજો ગુણને તમો ગુણ થકી
(પુર્વ) નામ (પ્રથમ) ઉત્પન થએલા એવાજે

વિસ્વકરમારૂપ તેમને સ્તુતી કરીએ છીએ ॥ ૧ ॥

श्रुद्धस्यसत्वांनातिश्रुद्धसत्वां ॥
मुर्त्तिपृथक्‌ भूतमिवात्मनात्वां ॥
हेइशआत्मानपृथक्‌त्वनेक्षेत ॥
अतःप्राणामिभवमादिमिशं॥२॥

અર્થ જેનું શુધ્ધછે અંતઃકરણ એવા અને જેનાં નથી અત્યંત શુધ્થ અંતઃકરણ એવી જ મુરતીઓ તેનાથી પૃથકભુત ઈવનામ (જુદા હોયનેશું) એ આત્માના આત્મા વડે કરીને તમને જાણેછે. વળીહે ઇશ (હે શીક્ષક) હે આત્મન તમારે કાંઈ જુદાપણું નથી ને જુદાપણા ને જાતા પણ નથી એ કારણ માટે સંસારરૂપ એવા ને આદીરૂપ એવા અને ઈશ્વરરૂપ

એવા ને વિશ્વકરમા તેમને નમસ્કાર કરીએ છીએ. ॥ ૨ ॥

यत्तेजसाविश्वमिदंविभाति
सुर्यश्वतेजसस्माहितेन ॥
विष्णुविरंचिगिरजामयाच ॥
सर्वेजगत्सृष्टनमोनमस्ते ॥ ३ ॥

અર્થ મહાદેવ કહેછે હે ગિરજા (હે પારવતી) જેના તેજ વડે કરીને આ સઘલું વિશ્વ શોભી રહયું છે. ને સુર્યનું તેજ પણ એક પણાવડે કરીને જેની આગનાથી તપેછે ॥ માટે એવાજ પ્રભુ ને આ જગતના સરજનાર તેમને બ્રહ્મા વીષ્ણુ, ને મઆ નામ (હું) અને આ જગત સહુ વર્તમાન એ વિશ્વકરમાને નમસ્કાર કરીએ છીએ.

तमद्भुतंपुरुषमंबुजेक्षणां ॥

चतुर्भूजंपंचमूखंत्रिनेत्रं ॥
श्रीवत्सलक्ष्मांगदकोटिकोस्तुभं ॥
पितांबरस्फाटिकमौक्तिकोपमं॥ ४ ॥

તેવા અદભુત પુરૂષને કમળના સર ખાં છે નેત્ર જેમનાં અને ચાર શોભિત એવા છે ભુજ (હાથ) ને પંચ છે મુખ જેમનાં અને ત્રણછે નેત્ર એવા ॥ શ્રીવત નામ (શોભાયમાનછે ચીન્હ) જેમનાં અને શોભાયમાન છે બાજુ બંધ જેમનાં કૌસ્તુ ભ મણી અને સ્ફટીક મણીની તુલ્યછે પીતાંબર ધારણકરેલાં જેમને અને કંઠને વીશે જેણ મોતીના હાર પેહેરેલા છે એવા જે વિશ્વકરમા તેમને નમસ્કાર કરીએ છીએ. ॥ ૪ ॥

॥ ब्रह्मोवाच ॥

हेइशहेत्वांजगदादिजस्यात् ॥

सत्यस्वरूपंदुगुणागुणत्वं ॥
त्वयाप्रतापेनमयारचित्वात् ॥
तस्मैनमोनिर्गुणमात्मनाव ॥ ५ ॥

બ્રહ્મા કહેછે, હે ઇશ (ઇશ્વર) તમે જગતની આદી (પ્રથમ હોતાહવા) સત્ય સ્વરૂપ એવા છો સગુણને નિરગુણ રૂપ એવા છો ॥ હે વિશ્વકરમા પ્રભુ તમારા પ્રતાપ વડે કરીને આ જગતને હું રચું છું; એવાને નિરગુણ આત્મા તમને નમસ્કાર કરીએ છીએ. ॥ ૫ ॥

यस्यापिदेववपुष्योमदनुग्रहस्य ॥
श्वेत्छामयश्वतनुभुतमयश्वकोपि ॥
नेशेमहित्वावशितुमनशांतरेण ॥
साक्षातवैवकिमुतात्ममसूखानुभुत ६

હે દેવ ઇછારૂપ એવું ને આ તમારૂં

શરીર તે મારા ઉપર અનુગ્રહ કરનાર એવું છે; કેમ જે ભુતમય એટલે (પંચ મહાભુતનું નહી) એવું સ્વયં તમારૂ શરીર તેના મહીમા નિશ્ચય કરવાને મન બુદ્ધી, ચીત, અહંકાર, વડે કરીને કોઈ સામરથ નથી અને સાક્ષાત (પ્રત્યક્ષ) આત્માનો છે અનુભવતે જેને એવા તમારા મહીમાનો નીશ્ચય નથી થતો તેમાં શું આશ્ચરય. ॥ ૬ ॥

ज्ञानेप्रयास्यमूदपास्यनमंतएव ॥
जिवंतिसन्मुखरिताभवदियवार्ता ॥
स्थानेस्थिताश्रुतिगतांतनुवांङ्नोभि
एप्रायसोजितजितोप्ययासितोस्त्रि
लोक्यं ॥ ७ ॥

હે વીશ્વકરમા ભગવાન, પણ જ્ઞાન પામવાને વિસે પ્રયાસ એવોજ (શ્રમ) તેને

ત્યાગ કરીને નમંત નામ (નમતા એવાને સજ્જનના મુખ થકી ઉત્પન્ન થયેલી જે તમારી વારતાયો તેને જ સાંભળીને જીવતા એવા એકજ સ્થાનને વીશે રહીને કાનને વીશે સાંભળેલી એવી તમારી જે વારતા ઓ તે તનુ (દેહ, વાંણીને મન) વડે ક રીને અહરનીશ રટણ કરેછે તેવા પુરૂ ષો હે અજીત (કોઇનાથી નજીતા ઓ તેવા) એજ પુરૂષો તમોને ત્રણ લોક માં જીતી લે છે. ॥ ૭ ॥

श्रेयश्रुतिभक्तिमुदस्यतेविभो ॥
क्लिश्यंतिएकेवलबोधलब्धये ॥
तेशामशौकेशलएवशिष्यते ॥
नान्यद्यथास्थुलतुषावघातिनां ॥ ८॥

હે પ્રભો (હે વીશ્વકર્મા) કલ્યાણને આપનારી એવી જે તમારી ભકતી તેને ત્યાગકરીને કેવળ જ્ઞાન પામવાને કલેશ

પામેછે (મેહેનત) કરેછે તે પુરૂષોને કાંઇ ફળ મલતુ નથી. જેમ કુશકાનો ખાંડનાર પુરૂષ છે, તેને કુશકાવીના બીજુ કાંઇ મલતું નથી. જેમ કુશકામાંથી કાંઈ ચોખા નીકલે નહીં, તેમ ભકતી વીના જ્ઞાન હોય નહીં ॥ ૮ ॥

तथापिभुमनमहिमागुणस्यते ॥
विबोधुमर्हत्यमलांतरात्मभिः ॥
अविक्रियात्स्वानुभवाद्‌रुपतो ॥
ह्यनन्यबोधात्मतयानचान्यथा ॥ ९ ॥

તથાપી (તો એ પણ) હે મોટા પુરૂષ તમારા અપાર ગુણનો જે મહીમાછે તે જાણવાને યોગ્ય આ સંસારને વીશે જે નીરમળ અંતઃકરણો વાળા પુરૂષો છે તે જાંણે છે, તે પુરૂષો શાથી કરીને જાંણે છે કે જેને વીશે કોઈ પ્રકારનો વીકાર

નથી, ને સરવે વાતનો તેમને અનુભવછે ને રૂપ રહીત પણું છે, ને બીજાને નહી જાંણવાપણું. (બીજા ઉપર જેને આસ્થા નથી.) એકાત્મ પણું તમારે વીશેજ છે, તેને કરીને તમને જાણે છે કાંઇ અન્યપ્રકાર વડે કરીને નથી જાણતો ॥ ૯ ॥

गुणात्मनस्तेपिगुणान्विभातु ॥
हितावतिर्णस्यकइष्यरेत्र ॥
एवंविमितासकलैःसुकल्पै ॥
भुपासवरव्येमिहिकाव्युभाशं ॥ १० ॥

હે વિશ્વકરમા પ્રભુ તમે આ જગતમાં કલ્યાણને અરથે અવતાર ધારણ કરનારા ને વળી ત્રીગુણાત્મક, એવા તમારા ગુણ ની ગણના કરવાને આ સંસારમાં કોણ સામર્થ છે, કોઇ નહીં ॥ ઘણા કાળના આયુરદા વડે કરીને આ પૃથ્વીના રજકર

ણને ગણીશકે. અને આકાશના તારાને ગણીશકે પણ તમારા ગુણ ગણવાને કોઈ સામર્થવાન પુરૂષ નથી ॥ ૧૦ ॥

एकत्वमात्मापुरुष:पुरातन
सत्यस्वरूपज्योतिरनंतआद्यः ॥
नित्योक्षरोजस्त्रसुखोनिरंजनः ॥
पुर्णोद्वयोमुक्तउपाधितोमृतः ॥११॥

હે પ્રભો તમે આ જક્તને વિશે એકજ છો ને પુરાણ પુરૂષ (આદી અનાદી પુરૂષ છો) સત્ય સ્વરૂપછો જ્યોતી રૂપ છો અને અનેક રૂપવાળાછો (જેનો પાર ન આવે) તેવા આત્મા છો, ને વળી નાશ રહીત છો, અને જેના વીશેથી કોઈ દહાડો કીંચીત માત્રપણ ક્ષરાણુન થાય તેવા અક્ષર રૂપ છો, ને જેને વીશે નીરંતર સુખ રહેલું છે એવા છો. વળી નિ

રંજન એટલે જેને માયાનું અંજન નહીં એવા પરી પુર્ણ દ્રષ્ટા છો, ઉપાધી રહીત ને અમૃરૂપ છો. ॥ ૧૧ ॥

एवंविधत्वंसकलात्मनामपि ॥
स्वात्मानमेवात्मतयाविचक्षते ॥
गुरुवर्कलब्धोपनिसत्सुचक्षुषा ॥
यतेतरंतिवभवानृतांबुधि ॥ १२ ॥

હે પ્રભુ પુરૂષેક્ષ્યા એવા તમોને સમગ્ર એવા આત્મા જે, તેમના આત્મા એવાએજ આત્મા વડે કરીને જુવે છે જે પુરૂષો, તે પુરૂષો સુર્ય રૂપીજે ગુરૂ તેવા ગુરૂથી પામેલા રૂડાં એવાં ઉપનીષદ જે વેદાંત સાસ્ત્રનું જ્ઞાન રૂપીજે નેત્ર તેણે કરીને આ સંસાર રૂપીજે માયાનો અનૃથ સમુદ્ર તેને આ લોકને વીશે રહીને તરી જાયછે. (મોક્ષપામે છે.) ॥ ૧૨ ॥

विश्वोद्भवास्थितिलयादिषुहेतुमेकं ॥
मायाश्रयंविगतमायमचिंत्यरूपं ॥
आनंदशांद्रममलंनिजबोधरूप ॥
श्रष्टुद्भवकृतिपातिसततंनमामि॥१३॥

વળી બ્રહ્મા કહેછે હે પ્રભો તમે કેવા છો ચરાચર એવુંને આ જગત તેને ઉત્પંન પાલણને સંહારના કરનાર તેના તેમ એકજ કારણભુત છો. ને વળી માયાને આશ્રય આપનારને વળી માયા રહીત એવાને કોઈ થકી ચીંતવન ન થાય એવું તમારૂં રૂપછે. વળી આનંદ રૂપ (કોઈ દહાડો કીલચીશ માત્ર પણ શોક નહીં) ને ઘાડ રૂપ છો નીરમળ રૂપ છો ને વળી પોતાનો બોધ છે પોતાનો એવા (કોઇનો બોધ કરેલો નહીં) શ્રષ્ટીની ઉત્પતી પાલણને સંહારના સ્વામી એવા ને

વીશ્વકરમા તેમને નમસ્કાર કરીએ છીએ. ॥ ૧૩ ॥

स्वमाययाविश्वमिदंहिसृष्ठ्व ॥
नभोवदंतर्बहिरास्थितोय ॥
सर्वांतरेस्थापिनिगुढआत्मा ॥
स्वमाययाविश्वमिदंविचेष्टते ॥ १४ ॥

હે વીશ્વકરમા પ્રભુ તમે પોતાની માયા વડે કરીને આ વીશ્વને સરજી ને આકાશની પેઠે અંતઃકરણને બહાર રહેલા એવા વળી જીવ પ્રાણી માત્રના અંતઃકરણને વીશે ગુપ્ત આત્મા રૂપ વળી પોતાની માયા વડે કરીને સરવે ચરાચર જીવને નાના પ્રકારની ચેષ્ટા કરાવો છો એવા વીશ્વરૂપછો. ॥ ૧૪ ॥

विदितोषीभगवानसाक्षात्
पुरुषःप्रकृतेपरः ॥

केवलानुभवानंद
स्वरुपसर्वबुधिद्दक् ॥ १५ ॥

એવા હે વીશ્વકરમા ભગવાન સાક્ષા તકાર તમોને મેં જાણ્યાછે, પુરૂષ એવા ને માયા થકી પર (વેગલા) એવા અને કેવળ અનુભવને આનંદ રૂપ છે સ્વરૂપ જેમનુ એવા ને સરવેની બુધીના સક્ષી ભુત એવા તમોને મેં જાણ્યાછે. ॥ ૧૫ ॥

सएवस्वप्रकृतेद्यं
स्टष्टाग्रात्रिणात्मकं ॥
तदनुत्वंह्यप्रविष्टः
प्रविष्टइवऽभाव्यसे ॥ १६ ॥

હે ભગવાન પુર્વે કહ્યા એવા એજ તમે પોતાની માયા વડે કરીને પેહેલા વે હેલી રજો ગુણ તમો ગુણને સત્યગુણ

રૂપી ત્રીગુણાત્મ જગતને સરજીને ત્યાર પછી તમે તે જગતને વીશે પ્રવેશ કરતા નથી તોએ પણ તેને વીશે પ્રવેશ કર્યા હોયને શું, એમ માલમ પાડો છો. ॥૧૬॥

यथेमेविकृताभाव
स्तथातेविकृतैसह ॥
नानाविर्यःपृथकभूता
विराजंजनयंतिहि ॥ १७ ॥

બ્રહ્મા કહેછે હે ભગવાન પુર્વે પ્રગટ કરેલુ એવું વીકાર રૂપ જગત તે વીકાર ના જે ભાવ (ભેદ) તે ઉપરના જે વીકાર પ્રગટ થાય છે તેની સાથેજ નાના પ્રકાર નાં પરાક્રમ જેમનાં એવાં જુદાં જુદાં વઈરાટ (દેહ) ને ઉત્પન્ન કરોછો. ॥ ૧૭ ॥

सान्निपत्यसमुत्पाद्य

दृश्यतेनुगताइव ॥
प्रागेव विद्यमानत्वा
न्नतेषामिहसंभवः ॥ १८ ॥

વળી હે પ્રભો પુર્વે કહ્યા એવાજે વઈ શટની માહે એકઠા મલીને ઉત્પંન કરી માંહે પ્રવેશ કર્યા હોયને શું એમ માલમ પડોછો, શાથી કરીને ભાશે છે (જણાય) છે કે પુર્વ થકી વીધમાન (નાડ) છો માટે. પણ તે જ વીકાર તેનો તમને આહી સંભ વ નથી કેમકે તે બધાંએ વઈશટ તેને ત મે પ્રગટ કરનાર છો માટે તમે આદીછો ને તેના કરતા છો. ॥ ૧૮ ॥

एवंभवान्बुद्ध्यनुमेयलक्षणै ॥
ग्राह्यैर्गुणैसन्नपितद्गुणाग्रह ॥
अनावृतात्वांद्बहिरंतरंनते ॥

सरवस्यसर्वात्मनःआत्मवस्तुनः।१९

હે વિશ્વકરમા ભગવાન એ પ્રકારે તમારાં લક્ષણ બુદ્ધીને અનુમાન કરવાને યોગ્યછે ખરાંઃ અને વળી ઇદ્રીયો વડે કરીને ગ્રહણ કરવા યોગ્ય એવા જે તમારા ગુણ તે ગુણે કરીને વરતનારા એવા છો પણ ઇંદ્રીયોના ગુણ થકી તમે ગ્રહણ થઈ શકતા નથી, કેમકે તમે તે ગુણોમાં આવર્ણ પામ્યા નથી. ને વળી તમે સરવેના આત્મા છો ને આત્મરૂપી વસ્તુ છો તમારે અંતર પણું નથી ને બહાર પણું એ નથી. (સરવે વ્યાપી છો. ॥ ૧૯ ॥

यथात्मनोद्रश्यगुणेषुसान्निति ॥
व्यवश्यतेस्वव्यातिरेकतोऽबुधः
विनाऽबुवादंनचतन्मानिषितं ॥
सम्यग्यतस्त्वक्तमुपाददत्पुमान्। २०

એવા તમે આત્માના દ્રષ્ય (જાણના૨) છતાં આવા ગુણને વીશે વરતો છો. એ પ્રમાણે જે નીશ્ચય કરેછે. તે પુરૂષ મુરખ જાણવો. અને કેવળ વાદ વીનાજ તેની બુદ્ધીનો બીજો નીશ્ચય નથી માટે રૂડે પ્રકારે જે પુરૂષ તમારા થકી સદગુણને ગ્રહણ કરેછે તેજ જ્ઞાનીને સમજુ જાંણવા. ॥ ૨૦ ॥

ततोस्यजन्मस्थितिसंयमान्विभो ॥
वदंत्यनिहादगुणादविक्रियात ॥
त्वइश्वरेब्रह्मणिनोविरुध्यते ॥
त्वदाश्रयत्वादुपचर्यतेगुणै ॥ २१ ॥

હે વિભો (હે વિશ્વકરમા) પ્રભુ ચેષ્ટા રહીત એવા તમે અને નિરગુણ ને નિરવીકાર એવા તમારા થકી આ વીશ્વની ઉત્પતી સ્થતીને લય કહે છે. એવું

આ જકતમાં કોણ કેહુછે, ને મોટા પુરૂષો છે તે કહુ છે. વળી તમો ઇશ્વર ને પ્રહ્મરૂપ છો. તે માટે અમારી મતીઓ વિરૂધ પણાને પામે છે ખરી .પણ તમારૂં આશ્રય પણું છે તેથી રૂડા ગુણ વડે કરીને ઉપચારને પામીએ છીએ. ॥ ૨૧ ॥

सत्वंत्रिलोकास्थितयस्यमायया ॥
विभार्षिशुक्लखलुवर्णमात्मनः ॥
त्वमस्यलोकस्यविभोरिरक्षीषु ॥
गृहेवतिर्णोसिममाखिलेश्वरः॥२२॥

હે પ્રભો તમે ત્રણ લોકના કલ્યાણના અરથે પોતાની માયા વડે કરીને આ ત્માનોશ્વેત વર્ણ ખલુ (નીશ્ચ) ધારણ કરો છો. શા કારણ માટે કે આ જગતની રક્ષા કરવાની ઇછા છે તમારે તે માટે કરીને તેવા હે જગતના ઇશ્વર તમે મારા

કુળને વીશે અવતાર ધારણ કરતા હવા. ॥ ૨૩ ॥

॥ विष्णुरुउवाच ॥

स्वज्ञानमद्यात्मनिशुद्धबुद्धे ॥
स्वारोचतिर्ह्नरिस्तमाये ॥
यस्वपरात्मापुरुषपुराणं ॥
त्वंविश्वसृष्टासततंनमामि ॥ २३ ॥

વિષ્ણુ.—હે પ્રભો તમે પોતાના જ્ઞાન વડે કરીને નાશ કરીછે દેહાદીક બુદ્ધીઓ એવા છો. વળી પોતાની કાંતી વડે કરીને નાશ પામાડી છે માયા એવા છો. અને પોતાનાને પારકાના આત્મા રૂપ છો ને પુરાંણ પુરૂષ જે આ વીશ્વને સરજનાર એવા હે વીશ્વકર્મા પ્રભુ તમને નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૩ ॥

जानंतिनैवंहृदयेस्थितंवै ॥
चामिकरंकंठगतःयथाज्ञा ॥
यथाप्रकाशोनतुविद्यतेरवौ ॥
ज्योतिस्वभावोपरमेश्वरेत्वं ॥ २४ ॥

વળી હે પ્રભુ આ સંસારને વીશે જે અજ્ઞાની પુરૂષો છે, તે પુરૂષો હૃદયને વીશે રહેલા એવાજે તમે તે તમને જાણતા નથી. કોની પેઠે જેમ મરકટ જેવા મુરખ માંણસોના ગળામાં સોવરણના આલંકાર પેહેરાવ્યા હોય પણ તે નથી જાણતો જે મેં સોવર્ણું પેહેર્યું છે તેમ. ॥ વળી હે વીશ્વરૂપ પ્રભુ તમે કેવા છો. કે જે પ્રમાણે સુર્ય નારાયણને વીશે કોઇ કાળે અંધકાર રહેતું નથી તેજ પ્રમાણે પરમેશ્વર એવાજે તમો તે તમારે વીશે પણ અંધકાર રૂપીજે મા તે વ્યાપ્યમાન થતી

નથી સદાય તેજ રૂપ છો. ॥ ૨૪ ॥

त्वंशुद्धबुद्धस्याहिसर्वदेहिनां ॥
विज्ञानरुपंनहि विद्यतेत्तमः ॥
अज्ञानसाक्षीन्यरविंदलोचने ॥
मायाश्रयत्वनहिमोक्षकारणं॥२५॥

વળી હે વીશ્વકરમા ભગવાન તમે સર્વ કાળ સુદ્ધ બુદ્ધી છો, ને સરવે દેહી માત્રના જ્ઞાન રૂપ છો. ને તમારે વીશે કોઇ દહાડો તમો ગુણ વ્યાપેમાન થતો નથી (સદાય શાંત રૂપ છો.) ॥ અને હે અજ્ઞાનના સાક્ષી ભુત ને કમલના સરખાં છે નેત્ર જેનાં એવા હરી તમો માયાના આશ્રય ભુત છો. એટલે તમારે કાંઇ મોક્ષનું કારણ નથી અર્થાર્થતમે સદાએ મુક્તજ છો. ॥ ૨૫ ॥

॥ इंद्रउवाच ॥

विश्वकर्मापरब्रह्म
सच्चितानंदममद्वयं ॥
सर्वोपाधिविनिर्मुक्त
सत्तामात्रमगोचरं ॥ २६ ॥

ઇંદ્ર—હે પ્રભુ આ વીશ્વને ઉત્પન્ન કરનાર એવા પરબ્રહ્મ રૂપ છો. સત (ત્રણ કાળના સાક્ષી) ચીત (ચઈતન્ય રૂપ) ને આનંદ (ઉપાધી રહીત) એવાને અહુંતા ને મમતા રહીત (એટલે કોઈ દહાડો ત મ.રે વીશે હું ને મારૂં એ પણું છેજ નહીં. અને નાના પ્રકારના સંસારના જે પ્રપંચ તે થકી રહીત છો. સરવે સતાવાન એવાને અગોચર (કોઈનો દ્રષ્ટીમાં આવો નહીં) એવા છો. ॥ ૨૬ ॥

आनंदंनिर्मलशांतं
निर्विकारंनिरंजनं ॥
सर्वव्यापिनमात्मानं
स्वप्रकाशमकल्मशं ॥२७ ॥

હે પ્રભો તમે કેવા છો આનંદ રૂપ નીરમલ રૂપ, શાંત સ્વરૂપને નાના પ્રકાર ના જે વીકાર તે થકી રહીત. માયા રૂપી જે અંજન તે તમને વ્યાસમાન નહીં ને સ્થાવર જંગમ જે જકત તે સરવે ને વીશે વ્યાપી રહેલા એવા છો, આત્મા રૂપછો ને પોતાનો પ્રકાશ સરવેને એવા છો, અકલ્મશં (પાપ થકી રહીત) એ વાહે વીશ્વકરમા પ્રભુ તમને નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૭ ॥

विश्नुद्धसत्वंतवधामशांते ॥

तपोमयंद्धस्तरजस्तमस्कं ॥
मायामयोयंगुणसंप्रवाहो ॥
नविधतेते ऽगृह्णणंनुंबधं ॥ २८ ॥

હે વીશ્વકરમા પ્રભુ તમારૂં ધામ કેવુ છે કે શાંત છે. શુદ્ધ સત્વને તપ રૂપ છે ને નાશ્ય માડયા છે તમો ગુણને રજો ગુણ જેણે એવું છે. ને ત સત્વાદી ગુણ ના પ્રવાહ રૂપી છે ને વળી માઆ રૂપી છે પણ હે ભગવાન તમારી કૃપાવીના કોઈ પુરૂપ થકી તે ધામ જોઈ શકાતું નથી ॥ २८ ॥

कुतो ऽनुंतेद्धतवइशतत्कृता ॥
लोभादयोये ऽबुथलिंगभाव ॥
अथापिदंडंभगवान्बिभर्ति
धर्मस्यगुप्तेखलनिग्रहाय ॥ २९ ॥

હેઈશ (હે ઈશ્વર) એ પુર્વે કહ્યા એ વાત રજો ગુણ, તમો ગુણ, ને સત્વ ગુણનાં કરેલાં લોભાદી જે ચીન્હ તે તમારે કયાંથી હોય. તથાપી (તોએ પણ) હે ભગવાન તમે દંડ ધારણ કરોછો. એ દંડ શું કરવા તમારે ધારણ કરવો પડેછે આજકતને વીશે ધરમનું સ્થાપન કરવાને માટે ને દુષ્ટ જે ખલ તેમને દંડ કરવાને વાસ્તે. ॥ ૨૯ ॥

पितागुरुत्वंजगतामाधिशो ॥
दुरत्ययाकालउपात्‌दंड ॥
हितायचेत्छातनुभिसमेह ॥
सेमान्‌विधुन्वन्‌जगादिशमानिनां ३०

હે પ્રભો તમે જગતના પીતા રૂપ છો ને જગતના ગુરૂ છો. ને આ જગતના અધીષ્ટાતા (શીક્ષક વા ધણી છો.)

ને જેનો પાર ન આવે તેવા દંડને ગ્રહણ કરનાર કાળ સ્વરૂપ છો. ॥ અને વળી જગતના કલ્યાણને અરથે કરીને પોતાની ઇચ્છા પુર્વક દેહ ધારણ કરીને નાના પ્રકારની, ચેષ્ટા (લીલા) કરો છો. વળી તમે કેવા છો. હું જગતનો ઇશ્વર છું એમ અભીમાનને ધારણ કરનારા છો. અને ઈંદ્રાદીક દેવતા તથા પૃથ્વીના ચક્રવરધીરાજાઓનો અભીમાનને ધુણાવી નાંખોછો (અભીમાનનો નાશ કરી નાંખો છો.)॥૩૦॥

हेदेवमायेश ॥
तमोऽव्याप्तइदंजगत् ॥
प्रगटंकृतवानतंच
पासिसृजसिहंतिच ॥ ३१ ॥

વળી હે દેવના દેવ ને માયાના ઇશ્વર તમો ગુણ વડે કરીને વ્યાપ્તમાન એવુ

ને આ જગત તેને તમો પ્રગટ કરોછો ને તેની રક્ષા કરો છો ને પાછુ હણો છો. ॥ ૩૧ ॥

चराचरस्यजगतां
नियंताचत्वमेवच ॥
त्रैय्यतन्वाचयज्ञानां
विस्तारंत्वंप्रकिर्तित्ता ॥ ३२ ॥

હે પ્રભો તમે સ્થાવરને જંગમ એવા જગતને નીયમમાં રાખનારા એવાછો ॥ ને વેદત્રયના જે યજ્ઞ તેમના તમે વિસ્તાર રૂપ એવા તમે કીરતન કરીતા હવા (એવા તમે છો.) ॥ ૩૨ ॥

॥ सुर्यऊवाच ॥
आत्मन्यभेदेनविभावयन्निदं ॥
भवत्यभेदेनमयात्मनातदा ॥

यथाजलंवारिनिधौयथापयः ॥
क्षिरेवियध्योन्व्यनिलेयथाऽनिलः३३.

वळी हे भगवान आत्माना भेद पणा वडे करीने हुं रूपी जे आत्मा ते सहवरतमान आ जगतने विभावना करता एवा तमे हो छो. जे प्रमाणे समुद्रने वीशे जळ दुधने वीशे दुध, आकाश,नेविशेआकाश अने वायुने वीशे वायु, ए प्रमाणेतमे भेद पणा वडेकरीने सरवे जगतने वीशे विभावना (वीचरो) छो. ॥ ३३ ॥

इथंयदिक्षेतयदिलोकसंस्थितो ॥
जगन्मृषैवेतिविभावयन्मुनिः ॥
निराकृतत्वाश्रतियुक्तिमानतो ॥
यथेंदुभेददिशिदिग्ममादय ॥ ३४ ॥

वळी ए प्रकारे आ लोकने वीशे

તમને રહેલા જુવે છે. અને જગત મી
થ્યા છે એ પ્રમાણે વીભાવના કરનારો મુ
ની જે તેણે નીરાકરણ કરયું છે એવો જે
શાસ્ત્રની યુકતીને જાણનારો મુની છે તે ત
મારા ભેદને કેવી રીતે જાણી શકે છે. જેમ
ચંદ્રમાનો ભેદ દીશાઓને વીશે જાણાય
છે (એટલે મેરૂના પશ્ચીમ ભાગને વીશે
અંધકારને પુર્વ ભાગને વીશે અજવાળુ
એમ ઉદયને અસ્ત પણાને લોક જાણે છે
તેમ, તેલા મુની તમારા બીજા બીજા ભેદને
જાણે છે. ॥ ૩૪ ॥

यावन्नपस्येदखिलंत्वदात्मकं ॥
तावत्त्वदाराधनतत्परोभवेत् ॥
श्रद्धयालुरित्युर्जितभक्तिलक्षणो ॥
यस्तस्यदृश्योत्वमहर्निशंहृदि ॥३५॥

વળી હે વીશ્વકરમા ભગવાન જહાં

સુધી પુરૂષ સમગ્ર જગતને તમારા રૂપ નથી જોતો ત્યાં સુધી તમારા આરાધન ને વીશે તત્પર હોય છે. અને ઘણો શ્રદ્યાળુ હોય છે. અને અનેક પ્રકાર વડે કરીને ભકતીનાં લક્ષણ અત્યંત સંપાદન કરેછે એવો જે નવધા પ્રકારની ભકતીનો કરનારો ભકત તેના રહ્દયને વીશે તમે રાતને દીવસ રહોછો. ॥ એમ જણાઓ છો. ॥ ૩૫ ॥

तमात्मानंपरमत्वा ॥
परमात्मानमेवच ॥
आत्माबहिर्पुनरमृग्य
अहोज्ञजनताज्ञता ॥ ३६ ॥

વળી હે વીશ્વકરમા ભગવાન તમે સરવે જીવ પ્રાંણી માત્રના આત્માછો, તે તમને મુર્ત્યાદી રૂપ (મનુષ્ય માનેછે.) ને

પર જે મુરખાદી તેને આત્મા રૂપ માને છે વળી શરીને આત્માને કારણે સાધે છે. માટે અહો ઇતિ આશ્ચર્ય એ આજ કતમાં અગનાની લોકોનું મોટું અગ્નાન પણું છે ॥ ૩૬ ॥

एकात्मत्वंभावयतात्वमेको ॥
नानाधियांयस्तमनेकरूपं ॥
अतींद्रियंसाक्षदयास्तविश्रमं ॥
मनःपथान्संद्रियतेपदंते ॥ ३७ ॥

વળી હે પ્રભો તમારી એકજ પણાની ભાવના જે પુરૂષ કરેછે તેને તમે સરવત્ર એકજ દેખાઓ છો, અને નાના પ્રકારની તમારી જે ભાવના કરે છે તેને તમે અનેક રૂપ દેખાઓ છો, વળી તમે કેવા છો કે ઇંદ્રીયોની વાસનાને અતી ક્રમણ કરનારાછો ને જગતના સાક્ષી ભુત

છો, અને ઉદયને અસ્ત (જનમને મરણનો) તમારે વીશે ભ્રમ નથી. એવી રીતથી તમારૂ ચીંતવન કરનારો પુરૂષ તમારા પદને પામે છે. ॥ ૩૭ ॥

नमोस्तुतेवृद्धतवांघ्रिपंकज ॥
कृत्याधृतंवक्षसिललिसंप्रियातत् ॥
आक्रांतमकेनजगत्रयंपुरा ॥
धेयंमुनिंद्रैरभिमानवर्जितौः ॥ ३८॥

હે વરદ (હે વીશ્વકરમા પ્રભુ) પુર્વે કહેલા એવા તમારા ચરણારવિંદને નમસ્કાર કરીએ છીએ તે તમારા ચરણારવીંદ કેવા છો.॥ કૃત્યા (કૃતી દેવી) જે તમારી અરધાંગના તેણે હૃદયમે વીશે ધારણ કરેલા છે. ॥ હે પ્રભુ પુર્વે એક પગ વડે કરીને તમે ત્રીલોકને આકરમણ કરનારને અભીમાન થકી રીહીત. એવા, મુની લોકોએ

ધ્યાન કરેલું એવા, તમારા ચરણાર બીં

દને નમસ્કાર કરીએ છીએ. ॥ ૩૮ ॥

जगतामादिभुतस्त्वं

जगत्त्वंजगदाश्रयः ॥

सर्वभुतेष्वसंशक्त

एकाभातिभवान्परः ॥ ३९ ॥

વળી હે પ્રભુ તમે જગતના આદી ભુત છો. ને તમે જગત રૂપ પણ છો. ને વળી જગતના આશ્રય ભુત છો. ને સરવે ભુતને વીશે આશકતી નહીં પામેલા એવા ને માયા થકી પર (વેગલા) એવા એકલાજ શોભો છો. ॥ ૩૯ ॥

उँकारवाच्यंस्त्ववि

वाच्यामूविषयः पुमान् ॥

वाच्यवाचकभेदेन

भवानेवजगन्मया ॥ ४० ॥

વળી તમે ઓંકાર રૂપ છો ને વાણી ને વીશે આવતા નથી એવા છો વાચ્ય (જગત) વાચક (પોતે) એવા વાચ્ય વાચ કના ભેદ વડે કરીને તમે જગત મય છો. ॥ ૪૦ ॥

कार्यकारणकर्तत्वं
फलसाधनभेदतः ॥
एकोविभासिविश्वत्वं
माययाबहुरुपयोः ॥ ४१ ॥

કાર્ય (જગત) કારણ (જીવ) ને કરતા (પોતે) એ કરવા પણું તમારે વીશે છે એવું શાવડે કરીને જણાય છે કે ફલ સાધનના ભેદ વડે કરીને. વળી બહુ રૂપ એવી માયા વડે કરીને તમે વિશ્વરૂપ એ કજ શોભો છો. ॥ ૪૧ ॥

त्वन्मायामोहितधिय
स्त्वांनजाऽनंतितत्त्वतः ॥
मानुष्यंत्वाभिमन्यंते ॥
माइनंपरमेश्वरम् ॥ ४२ ॥

હે પ્રભુ તમારી માયા વડે કરીને મોહ પામેલા પુરૂષ તમને તત્વ થકી જાણતા નથી તમે ઈશ્વર રૂપ છો પણ મનુષ્ય તમને માઇક માને છે. પોતાના અજ્ઞાન વડે કરીને નીશ્ચય નથી કરતા. ॥ ૪૨ ॥

आकाशवत्वंसरवत्र.
बहिरंतरगतोऽमलः ॥
असंगोह्यचलोनित्यः
शुद्धयोबुद्धः सदव्ययः ॥ ४३ ॥

અને હે વિશ્વકરમા ભગવાન તમે

આકાશની પેઠે સરવે સ્થળને વીશે બહા
ર અને ભીતર રહ્યા છો. વળી તમે કેવા
છો કે અસંગ છો અજર છો, નીત્ય છો,
સુદ્ધ છો બુદ્ધ છો, સદરૂપ અને અપ્ર
કાશ એવા તમે છો. ॥ ૪૩ ॥

नमस्तेदेवदेवेशः
ब्रह्मांडोद्भवकारण ॥
कृतिपतिनमस्तेस्तु
वांग्मनोकायभिसह ॥ ४४ ॥

હે ઇંદ્રાદી દેવના ઈશ્વર ને હે બ્રહ્માં
ડના ઉત્પન્નના કારણ એવા હે ક્રુતી
ના સ્વામી અમે વાંણીમન ને દેહના સં
ગાથે તમને નમસ્કાર કરીએ છીએ ॥૪૪॥

॥ वसुरुवाच ॥

जानेत्वामिश्यंसर्वस्य

जगतयोनिर्बीजयोः ॥
श्रष्टीकर्ताचशक्तेत्वं
यत्तत्ब्रह्मनिरंतरं ॥४५ ॥

હે વિશ્વકરતા પ્રભુ તમોને જગતના ઈશ્વરને યોની બીજના કારણ એવા હું જાણું છું શ્રૃષ્ટી કરવાની એવી શકતીને હું જાણું છું અને નીરંતર બ્રહ્મરૂપ આ ાં છો તે હું જાણું છું ॥ ૪૫ ॥

त्वमेवभगवान्नेतत्
दंपत्योचस्वरूपयोः ॥
विश्वसृजाशिंपाततत्
क्रिडंन्नुर्णपटोयथा ॥ ४६ ॥

અને હે ભગવાન તમે સ્ત્રી પુરૂષના રૂપને ધારણ કરીને આ વીશ્વ ન તેને ક્રીડા કરવતા હોયને શું; તેમ જણાય છે

વળી તેને ઉત્પન્ન, પાલ, ને સંહાર પણ કરો છો. જેમ કરોલીઆ પોતાના મુખ માંથી જાળ કાડીને તેમાં ક્રીડા કરેછે તેમ તમે તમારી માયારૂપી જાળમાં સરવેને રમાડો છો. ॥ ૪૬ ॥

त्वमेवधमार्थदुघाभिपतए ॥
दक्षेणसुत्रेणससर्जिथाद्धर ॥
त्वइवलोकेवशिताश्वशेतवो ॥
याब्रह्मणाश्रद्धघृतेधृतवृता॥४७॥

વળી હે ભગવાન તમે ધંમ, અર્થ, કામ, ને મોક્ષની પ્રાપ્તીને અરથે કરીને દક્ષ પ્રજાપતી રૂપી નીમિત્ય વડે કરીને જ્ઞાન રૂપી યજ્ઞને સરજતા હવા, એવા તમે દયાલુ છો. અને હે મહારાજ તમે આ લોકને વીશે સારા મારગ એટલે નાના પ્રકારનાં આ જકતમાં સત ધર્મ તેને

સ્થાપન કરોછો. જે માર્ગો બ્રાહ્મણ લોકો અંગિકાર કરી નાના પ્રકારનાં વ્રત ધાર કરીને શ્રધ્ધાયુકત થઇને વરતે છે એવા તમે પરમાર્થ રૂપ છો. ॥ ૪૭॥

त्वंकर्मणमंगलमंगलानां ॥
कर्त्तुस्मलोकंतनुसेस्वपरंवा ॥
अमंगलानांचतामिश्रमुल्वणां ॥
विपर्यःकेनतदेवकस्यचित् ॥४८ ॥

હે મંગલ રૂપ વિશ્વકરમા તમે મંગલ એવાં કર્મ પોતાનાં તે વડે કરીને જે તમારા ભકત છે, તેમને આ લોકને વિશે વીસ્તાર પામાડો છો. ॥ અને વળી આ જકતમાં જે અમંગલ (દુષ્ટ) જીવાત્મા છે. તેમને ઉલ્વણુ (પ્રચંડ) એવા અંધકારને આપો છો ને કોઇ એક ભકત જનને મંગલ પદાર્થ આપો છો ॥ ૪૮ ॥

नवैसतांतत्चरणार्पितात्मना ॥
भुतेषुसर्वेष्वपिपश्यतातवः ॥
भुतानिचात्मन्यपृथक्दिद्दक्षतां ॥
प्रायेणदोषेभिभवेद्यथात्वमे ॥ ४९ ॥

અને વળી હે વિશ્વકરમા ભગવાન તમારા ચરણારવીંદને વિશે અરપણ કરયા છે આત્મા તે જેમને એવા ને સરવે પ્રાંણી માત્રને વિશે તમારાજ સ્વરૂપને જોનારા અને પ્રાણી માત્રને પોતાના થકી જુદા નહીં દેખનારા એવા જે આ જકતમાં ભકત છે, તેમને બહુધા પ્રકાર વડે કરીને જે આ સંસારના દોષ તે વિભાવીત (પરાજય કરે છેશું) નાના કોઈ પ્રકારે નથી કરી શકતા. જે પ્રમાણે તે દોષ તમને પરાજય કરી શકતા નથી તેમ. ॥ ૪૯ ॥

प्रथकृद्दशाकर्मोधियोदुराशया ॥
परोदयेनापिपतद्दधुजोनिशं ॥
अतोनमस्तेभवकारणात्वं ॥
परात्परंसर्वजगान्निवासं ॥ ५० ॥

હે પ્રભુ આ સંસારમાં જુદી જુદી દ્રષ્ટીચો જેમની છે. અને તેમને વીશે જેમ ની બુદ્ધીચો રહેલી છે. ને જેમનાં અંતઃ કરણ દુષ્ટ છે. એવા અને પારકાના ઉદય વડે કરીને (સામાની સારી બુદ્ધી સારાં લક્ષણને સદ કરમ અને ભકતી ભાવ) જોઇ ને પોતાના રદયને વીશે સદાએ ઇર સ્યા રહેલી છે. કોની પેઠે જેમ રોગ વડે કરીને રોગીનું શરીર ક્રસ્ય થઈ જાય છે. તેમ તે પુરૂષોનાં ઇરસ્યા એ કરીને રદય બલે છે. તેથી પુર્વનાં જે સદકર્મ તે પણ બળી ભસ્મ થઈ જાય છે. એવી રીત સં

